મુનિશ્રી મોહનલાલજી સ્મારક ગ્રંથાવલી
નં. ૧ લો.

આ પુસ્તકના પૈસા શ્રી. શ્રી ૧૦૮ સ્વર્ગસ્થ મુનિ મહારાજ શ્રી મોહનલાલજી સ્મારક ગ્રંથો છપાવવામાં વપરાશે માટે દરેક જૈનબંધુ ઓએ ફરજ શમજી ખરીદવું જોઇએ.

# શ્રી સંગીત "મોહન" સુધાકર.

## ભાગ ૧ લો

ખાસ શોખીલા જૈનો માટે

પ્રયોજક (કર્તા)
વીરપુત્ર શાકેરચંદ મગનભાઈ
ઠેકાણું છાપરીઆ શેરી—સુરત

"દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસ—સુરત

વીર સંવત ૨૪૩૩ વીક્રમાર્ક ૧૯૬૩

કીંમત એક આનો.

# અર્પણ પત્રીકા

## શ્રી સંઘ

નમોતિથ્થસ્સ—આ જીનેંદ્ર વચન ઉચ્ચારી નમન કરી

અલ્પમતિથી ઉત્પન થયેલુ આ લઘુ

પુસ્તક ચરમજીનેશ્વર શ્રી મહાવીર

સ્વામીના ચતુર્વીધ સંઘને

અર્પણ કરવામાંજ કા-

ર્ય સિધ્ધિ થઇ

માનીસ

લી.

દાશાનુકિંકર

**વીરપુત્ર ચંદ્ર ( કૃતા )**

શ્રી.

# સંગીત "મોહન" સુધાકર.

---

## ૧
## પંચ પરમેષ્ટીની સ્તુતી.

( સાર્દુલ )

શ્રી અર્હંત નમું સદા સરવથા શ્રી સિદ્ધને હું નમું
સદ્બોધક આચાર્યને નમીં નમી દુષ્કર્મ દુઃખો વમું
ઉપાધ્યાય મહાપદે લીંન થઇ સાધુ સ્તવી પ્રેમથી
આત્મા ન્યાય ક્રિયા સુધા "વિરશિશુ" ચંદ્રે ચહી નેમથી;

## ૨
## ચોવીશ જીનનું સ્તવન.

( કલ્યાણ રાગ )

નમન ઇશ્વિરા જય જીનેશ્વરા
પ્રણુત પાળી જગ કૃપાળ જીન મહેશ્વરા નમન.
રૂષભ, અજીત જય સંભવ જીનવર અભીનંદન સુખ ધામ
સુમતી, પદ્મ પ્રભુ, જીન પ્રણમી કરૂં સુપાર્શ્વ પ્રણામ. નમન.૧
ચંદ્ર પ્રભુ, જીન સુવિધિ શીતળ શ્રેયાંસ ગુણ ભંડાર
વાસુપુજય જીન વિમળ અનંતને નમતાં જય જયકાર. નમન.૨
ધર્મ શાંતિ કુંથુ અર, સ્વામી મલ્લીનાથ ભગવાન
મુની સુવ્રત નમી. નેમી નાથનાં નીત્ય કરૂં ગુણ ગાન નમન.૩
અનેક ઉપસર્ગો ઉપસમતાં પાર્શ્વનાથ મહાવીર
અંતર આશા ફળી જીતાર્થે " ચંદ્ર " નમે ગુણ ધીર

૩

## આદીનાથનું સ્તવન.

વીમળાચળ વાશી મારા વ્હાલા—એ રાગ.

પ્રભુ આદીજીણંદ દુખો ટાળો બાળકને સમાલો તમે—સમાલો
જુવો ચાતક મેઘ વિના ઝૂલે કિંકર તેમ ત્હારો ભમે—ત્હારો.
નરક તિરિ સુરનર ભવ રખડયો વાર અનંતી નાથ
હું ચાતક તું મેઘ ન પાયો, આડ બીડાવે ,બાથ—બાળક
મળયાં હશો કો વાર તથાપિ, નવ શ્રદ્ધા તલ ભાર
મૂશળ ધારે તું વરસ્યો પણ, ચાતક મુર્ખ ગમાર—બાળકને
નર ભવમાં નાભી નંદનને પ્રણમી જન્મ સુધાર
નિર્મળ આતમા થાય હમારો એજ "ચંદ્ર" સુવિચાર—બાળકને

૪

## અજીત નાથ સ્તવન

હા માતેલી માતેલી—એ રાગ.

રે ! જીતેલા માતેલા અજીત સાહીબ તારી કળાનો ન પાર
એ ! રંગીલા રશીલા: વીજીયા નંદન ગુણ રત્નોની વખાર
બોહોતેર લાખ પુરવ સુઆયુષ લંછન હાથી ચિતાર
નેહ જગાવીને શિર નચાવીએ, હૈયે ધરી બહુ પ્યાર
જાણીએ, ધારી સાર, ,તથાપિ માર, કર્મો દમનાર
છિન્ન હું ભિન્ન બન્યો લીન સ્વામિજી 'ચંદ્ર' સેવાલંબથી
જીવનાર—રે

૫

## સંભવજીન સ્તવન.

અરે શું માનવનો અભિમાન—એ ,રાગ

અરે જો સાવથ્થીપુર નૃપવર સંભવ જગ ધણીરે.

જોતાં ઉપજે હર્ષ અપુરવ સંભવ જગ ધણીરે
સંભવ જગ ધણીરે, અષ્ટ કરમો હણીરે—અરે જો!
સુરજન ગણુને સરવ વરણુને વા........રે ફૂતી
અનુભવ પવને જીતી નિજ ભવને પા......વેગતી
ધન્ય ધન્ય બળધાર—અરેજો.
ધન રાજ્ય રામા દ્રૂપ દોરી કાટી પ્રીતી પરહરી.
જીભ સ્વાદ જે તોડી મરોડી, ધૈર્ય હૈયામાં ધરી
નરસિંહ ઉછળી મુક્તિ ગોરી, ને વરી બેઠા હરી
તજ દીનતા કર 'ચંદ્ર' ચોરી, જીન ગુણુ ગૃહમાં ફરી—ખરેજો

## ૬
## અભીનંદન જીન સ્તવન.

ગાજે ગગનન ધરરર. એ રાહ (પછીથી બદલાય છે.)

અભીવંદન જીનવર વંદનજીનવર, અભીનંદન જીન નરધર
ભક્તિ વરસાદ ઝરમર, વરસાદ ઝરમર, સરેઆનંદ ચિત્ત સરરર
અનંત દર્શન જ્ઞાન ચરિત્રે, અનંત વીર્ય સુહાયરે
અનંત તપ ગુણુ શાંતિ ધારક વચનામૃત વરદાયરે—અભીવંદન
ભવ ટાળક સંવર શિસુ, સિદ્ધાર્થા જસમાત
આયુ અર્ધ સત્ લખ પુરવ્ કપિ લંછન વીખ્યાત
મુખે અમૃત ઝરરર, અમૃત ઝરરર, "ચંદ્ર" પીયે ચીત્ત ઠરરર.—
અભીવંદન

## ૭
## શ્રી સુમતીજીન સ્તવન.

ધીરી ધીરી સુંદરી જરા ધીરી એ રાગ.

નામું નામું સુમતી શીર નામું.
તારિ સિદ્ધી હું જેહથી પામું.

અપૂરવ આંગી, મુકુટ જ્યોત જાગી,
દેખી દુઃખો સહુ વાસું રેજી
મુકતા સુહારે, મણી હીરા પનારે
દેખી કરમ આઠ કૂહામું રેજી
ધીરા ધીરા આતમ બનો ધીરા
એ તો હૈયે વસેલા છે હીરા
તાર્યાં અનેકને તું પણ તેવો
દેશે સ્વસિદ્ધિ અમીરા
દાતા સુત્રાતા અલૌકીક જ્ઞાતા
"ચંદ્ર" ની ટાળજો પીડા.

૮

## પદ્મ પ્રભુ જીન સ્તવન.

આરે નાજુકડે નાહોલીએ—એ રાગ.

આરે પદ્મ પ્રભુ જીન પ્યારે, આરે મુજ મનડું હરનારે, ચિત્ત ચલાવીયુંરે
ચિત્ત ચલાવીયુંરે ચિત. આરે.
ચંદ્ર વદન મુજ હૃદયે બેઠું, જેથી ચિતડું તુજમાં પેઠું.
કામણગારા તેં તો મુજ ચિતને ચમકાવીયુંરે આ—(૨)
નાથ હમારો, તારણહારો, પાર ઉતારો, "ચંદ્ર" તમારો
તુજ મુખ દેખી મુજ અંતર મલકાવીયુંરે મન આ—(૨)

૯

## શ્રી સુપાર્શ્વનાથ સ્તવન.

અરે હું મસ્તાન પ્રેમની—એ રાગ.

પ્રભુ હું ગુલતાન ભક્તીમાં સુપાર્શ્વ ત્હારી રે.
આધાર પૃથ્વી બાળ તું લે દાદ મ્હારી રે

વણારશી બીરાજતા સ્વસ્તીક ધારી રે—પ્રભુ હું.

સાખી—પ્રતિષ્ટીત નંદન પ્રભુ વીશ લખ પૂરવ આય
ધનુંષદ્દી શત કાયા ભલી, કંચન વર્ણ સુહાય,
ફિરતાર સાહ્ય "ચંદ્ર" તારી બાંહ્ય ચારી રે પ્રભુ

૧૦

## ચંદ્ર પ્રભુ સ્તવન.

નહી ચેન કોઇ દીન રેન જેમ ઘેલી બની ગોવાલિણી—એ રાગ.

મહસેન નંદન લક્ષ્મણાતન ચંદ્રપ્રભુ ત્રિભુવન ધણી
જીન દિવ્ય ધ્વની, સુર ફુલ, ચામર, છત્ર અમુલ, શ્રીસુરતણી
દુંદુભી, ભામંડળે, આશોક સિંહાશન ભણી.
એ આઠ પ્રાતિહાર્યથી શશી શોભતા મુગામણી—મહસેન
ચંદ્રાવતિ નગરી પતી, શોભે અતી સુર ગાનથી
દૃષ્ટી થકી દીઠે નકી નિવૃત હું દુર્ધ્યાનથી
કામીત પૂરણ કલ્પ વૃક્ષ ભેટિયો ત્રણું તાનથી
ધન્ય નર ભવ "ચંદ્ર" ત્હારો ચંદ્ર પ્રભ જીન ધ્યાનથી—મહસેન

૧૧

## શુવીધીનાથ સ્તવન.

પ્રીતીના પંથનો અંથ ગુંથેલો—એ રાગ.

શ્રી સુવીધી જીન સાહીબના ગુણ, કોણ ભેદ કળનાર
ગુણ અનંત ન ગ્રંથે લખાણા, યુગ વહે પારાવાર
પ્રભુ પ્રીતી ગ્રંથ પાઠક ધારક, ન દાતા ન ભણનાર
તોયે હીમતથી બાળ લીલા ધરી, પ્રિતી પટ રમનાર
પ્રભુ પ્રીતી પટ બીનુવને સ્મર સુર તરૂ સમ ધાર
અંત ધરી પટ પૂર્ણ કરીવળ, આવજે મધ્ય મીનાર

મધ્ય મિનારે આવતાં, મલસે કેવલ પાંખ.
ખેચર સમ તેથી બની, ઉડતાં ટળશે ઝાંખ.
ઝાંખટળી જગ પાંખ મલી તવ, મુક્તી "શશી" મલનાર—
શ્રી સુવીધી.

## ૧૨
## શીતળ જીન સ્તવન.

મોહી રહ્યો છું મંદહાસ્યમાં રસીલી તારા—એ રાગ.

મોહ્યો શીતળ ગુણ ગાનમાં, હંમેશ હુંતો—મોહ્યો શીતળ
અગર તગરથી નવ જ્વર મેટે, શીત છું શીતળ ભગવાન
માં—હમેંશ.
અંબર ચંદન લેપતપાવે, શાન્ત છું ત્રીભુવન તાનમાં
હમેશ હુંતો.
સુધા અમૃત મને કાંઇ ન ભાવે, ભાવ એક જીન વેણ
પાનમાં—હમેશ હુંતો
શરદ પુનમ શશી સુખ નહિ આપે, રહીશું અડગ નીજ
માનમાં—હમેશ હુંતો
ગુણીની ઓળખ સ્વસિદ્ધિ માટે, "ચંદ્રે" કરી પૂરણ ભા-
નમાં—હમેશ હુંતો.

## ૧૩
## શ્રી શ્રેયાંશજીન સ્તવન

રે મન ભમરા શું ભમાવે.

શેં ! મન ગમતાં તું રીશાયે
સ્વામી તું મારો રીસ કરી છટકયો
મારૂં શુભ રત્ન હરાયે—શેં ! મન
ટલ્લ કરી થૈઇ થૈઇ પ્રભુને મનાવું
તોયે શ્રેયાંશ રીશાએ—શેં ! મન

અજબ ડીંગબર મુન ધરી બેઠા
હૈયું હમારું તલશાએ—શા! મન
બોલોજી બોલો પ્યારા દીયો તમ બોળો
'ચંદ્ર' અંતર તો રીઝાયે—શો! મન

## ૧૪

## શ્રી વાસુપુજ્ય સ્વામી સ્તવન.

અજ્ઞાની જરા જોને ઝીણી આંખ ખોલી—એ રાગ.

અણુધ જોઇ લેને વાસુપુજય સ્વામી,
મનમોહક છે શીવગામી—અણુધ
ચારે ગતીમાં તું ભમી આવ્યો
કેથે ન માયો હરામી—અણુધ.
"દોહિલો નરભવ ચારે ગતીમાં
ન ચૂક સામગ્રી પામી—અણુધ.
ઝભાઇ છોડી મમત્વ મરોડી, તોડી કષાય વિછોડી
અંતર્યામી અંતર નેત્રે જોઇ દે આતમ જોડી—અણુધ.
સુબોધમાં ચિત્ત તારૂં લગાડે
"ચંદ્ર" થઇશ શીવગામી—અણુધ.

## ૧૫

## શ્રી વિમળનાથજીન સ્તવન

અજબ અજબ—એ રાગ.

વીમલ વીમલ ત્રીબલ અમલ પ્રબલ નાથરે
તલખ માલન અલખ ધીધર તનુજ સાથરે
પરમ નાથ, ભરવ બાથ, દીન મુંઝાયરે
દુખહવાત, કહુંજ જાત, ન સહવાયરે—વીમળ.
કરમઘાય, ધરતકાય, ક્રુષ્ણી દિદારરે
તુંજ ઉગાર, ધારી બ્હાર "ચંદ્ર" તારરે—વીમળ

## ૧૬
## શ્રીઅનંતનાથ સ્તવન.

સુંદર સામળીયા—એ રાગ

અંતરમાં વશીયા નાથ અનંત હમારા
મુગતીના રશીયા, ગીરૂવાઆતમ ચિતારા—અંતર
સ્યાદવાદ શોટી કરધારી
માર અષ્ટ શત્રુને મારી
કીધી સંજમ સ્વારી—મુગતી અંતરમાં
કેવલ રાશ ગ્રહીનીજ હાથે
પંચમહાવ્રત રથ સંગાથે
ચાલ્યા શીવપુર વાટે—મુગતી—અંતરમાં
મોહાદીક લુટારા મલિયા
શીલ અસિ કરધારી ચલીયા
કાપી અરિદલ વલીયા—મુગતી અંતરમાં
સારથ વાહતું મારા સામો
"ચંદ્ર" પ્રભૂ સદગુણમાં રાચ્યો
રિપુને દેશ નમાચો—મુગતી અંતરમાં

## ૧૭
## શ્રી ધર્મ નાથ જીન સ્તવન

( ભરથરી. )

ધરમ દિયોરે ધર્મ નાથજી, અકળાયો અતી બાળજી
કર્મ કઠીનથી હું ભમ્યો, કાળ અનંત કંગાળજી—ધરમ દિયોરે
ભમતાં ભમતાં નરભવે, આવ્યો પૂણ્ય પસાયજી
ધર્માદી શામગ્રી સહુ પામ્યો હર્ષ ન માયજી—ધરમ દિયોરે
તો પણ મારૂં તે સહું લુંટે ચોરટા ચારજી
આઠ દીયેં મને બાથડી, જકડાયો અવિચારજી—ધરમ દિયોરે

મજબુત શાંકળ મોહની, ધર્મ વિના ન તોડાયજી
કિરપા કિંકરપર કરી દેજો ધર્મ મિલાયજી—ધરમ દિયો રે
રાજરિદ્ધિ સુખ ના ચહું આભૂષણુનાં ન કોડજી
જૈન ધરમ પૂરણ દયો મને, 'ચંદ્ર' કહે કરજોડજી—ધરમ દિયોરે

૧૮

## શ્રી શાંતિનાથ સ્તવન.

### જપતી પ્રીતમની જપમાળ એ રાગ.

મનવા શ્રી શાંતિજીન ધ્યાન અંતરમાં વિચારી
રમવા આ જગ ચોપટ જાણ, પાશા સબળા ધારી
ચારે બાજુ ગતી ચોકમાં રમજે ધીર ધારી—મનવા
ચાર ગતિ ચોપટ ગણી ફર ગૃહ એંશી ચાર
ઘર દ્વાદશ શ્રાવક ગુણો, તવ છન્નુ ગૃહ ધાર—મનવા
લાલ પીળાં કાળાં લીલાં, ચાર ચોક રમનાર
શુભ અશુરાં કરમો રૂપી એ પાશા અવધાર—મનવા
વશીકર પાશા વશ કરી રમર શાંતિ સુખકાર
સમ વશ પાશા "ચંદ્ર"ના, તવ પડશે પોબાર—મનવા

૧૯

## શ્રી કુંથુનાથ જીન સ્તવન.

### એ...એ...માથે મટૂકી લઇ જાઉ.

આઆ...શ્રી નંદનથી મન લાગે
ભાગે ભૂખ મારી આતમ જ્ઞાન જાગે-આ...આ
હું અટૂલારે ભમું છું, કર્મ કાટે રે ધમું છું
મોહયો પ્રભુ મમ ત્યાગે-આ...આ.
ચક્રી છઠ્ઠા રિદ્ધિ પામી, લીધ દિક્ષા ગુણધામી
મોહયો વ્હાલો તો વિરાગે આ........આ.
દેખી આજે દર્શ ત્હારાં, દુર નાઠાં શત્રુ મ્હારાં
'ચંદ્ર' તારાં દર્શ માગે આ............આ

૨૦

## શ્રી અરનાથ જીન સ્તવન

પ્યારા પિતા પ્રીત વિસારો કાં એ રાગ.

પ્રભુ અરનાથ વિસારો ના
ગુણી બની ગુણ વિદારોકાં!
ગુણીજન ગુણ ધારે, નિરગુણીને સુધારે
નિતિ એવીને નિવારો કાં!—ગુણી—પ્રભુ
નિરગુણી તોય તારો, ગુણીજીનજી ઉગારો
શિશુ ગણીને ભમાવો કાં!—ગુણી—પ્રભુ.

### સાખી

ખલ ગુણ પર અવગુણ કરે, ગુણપર ગુણ જન રીત
અવગુંણપર જે ગુણ કરે, તું સમ મહાત્મ ખ્યીત
જાણી કરી "શશી" રીબાવો કાં!...ગુણી...પ્રભુ

૨૧

## શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

ધાર તરવારની સોહ્યલી દોહ્યલી—એ રાગ.

ખડગ ધારા પરે નાચવું સુગમ છે, કઠીણ શ્રી મલ્લીજીન
સેવ ત્હારી
નિર્દહિત અગ્નિ પરવેશ પણ સુગમ છે, કઠીન અટકાવવી
મોહમારી—ખડગ ધારા ૧
બાજીગર રાચતાં ખડગપર નાચતાં, દેવ પણ ના રહે
શેવ ધારે
નિર્દહિત અગ્નીમાં ઇંદ્રિજાલી ઘણાં, મોહ—મલ મલિ વિણ
કોણ મારે—ખડગ ધારા ૨
ભોયણીપુર જે ધામ ચોરોતણું, મલ્લી પ્રગટયા થકી
દુઃખ જાયે
ભવિના શોક તે આજ ત્યાં, વ્યાપતાં, મલ્લી જીણંદ ત્હારી
કૃપાએ—ખડગ ધારા ૩.

સકટ વિણ વૃષભનું તુજ પ્રતાપે ચલ્યું, સર્વ આશ્ચર્યમાં
લીન થાતાં
મલ્લી દાદા નમે ચરણ અઢાર ત્યાં, ગુણ તારાં કવિથી ગવા-
તાં—ખડગ ધારા ૪
સર્વ વાંછીત પૂરે કષ્ટ ત્રીવીધ ચૂરે, હે વળી માંગીયા
મોક્ષ મેવા
મુગ્તિ આશાતુરો, ફિંકરો તાહરો "ચંદ્ર" હિયડે ધરે મલ્લી
સેવા ખડગ ધારા

૨૨

## શ્રી મુની સુવ્રત જીન સ્તવન.

ચિંતા મુકી બાપુ ચડો સંગ્રામમારે એ રાગ

માયા છોડી આતમ ધારો શામળોરે
ખોટી માયા, ખોટી કાયા, જાશે જ્યારે ! ભરમાયા
તજ મુરખા તુ મુમત મનનો આમળોરે—માયા છોડી !
માત પીતાજી એ મુજ બાજી સુત પ્રિયા મમ કહેતો ગાજી
જાશે સર્વે ત્યાગી લેને કાંબળોરે—માયા.
શ્રીમુનીસુ વ્રત જીનરાયા સેવે ત્રી જગ જન જસ પાયા.
"ચંદ્ર" મુગતિ ગૃહનો એ મજબુત થાંભલોરે—માયા.

૨૩

## શ્રી નમીનાથ જીન સ્તવન

પ્રેમનો કોલ દિયો રાજ કુમાર—એ રાગ

મુગતિ વર હેજો શ્રી નમી નાથ, લયલીન બન્યો તમસાથ
દઉં બાથ પ્રસારી હાથ—મુગતિ વર
સાખી—હરિહર બ્રહ્મા દેવને, વિનવ્યા વાર અનંત
મમ હઠિ વર નવ દઇ શક્યા, જન્મ મરણ વશહુંત—મુ. ૧
તસ સેવે લીધ સંપતિ, જગ સુખ વાર અનેક

ભોગવિ ભોગવિ થાકીયો લાગ્યો શિવ રથ ટેક મુગતિ વર ૨

સાખી—ચૌદરાજ લોકે ભમી શુદેવની કીધ શોધ

જીનમળતાં વાંચ્છાં ફળી, શિવપુર "ચંદ્ર" પ્રબોધ—મુગતિ વર ૩

૨૪

## શ્રી નેમી નાથ જીન સ્તવન

(મનહર કવિત.)

રાજુલ—યદુપતી નેમનાથ, ફિંકરી ફરી અનાથ કર્મસાથ બીડી
બાથ જાય ગીરનારજી

આઠ ભવ પ્રિતગાંઠ, તજી રાજરિદ્ધિઠાઠ ભણવા સુયોગ પાઠ,
જાય કીરતારજી

તજી માત તાત ભ્રાત, સાંભળી ન કોની વાત, પ્રિયા હૃદિમારી
લાત, પ્રેમની કટારજી

કેમ નેમજી જવાય હુંથી ન જવા દેવાય, રાજુલ મારી
વિદાય, થાવ જગ તારજી ૧

નેમજી—નાહક ન રોકનાર, કદીહું નથી રે'નાર, પશુને વિનાશી
પ્યાર, નથી કરનારજી

કઠીણ કરમ માર, હવે નહિ સહનાર, જાણી જગને અસાર
નથી પડનારજી

અહિ યોગ તલવાર, કરવા કરમ ઠાર, રણ ભૂમી ગીરનાર,
જઈ વસનારજી

સહુણી રાજુલનાર, કળવા શિવ ચિનાર હોયજો તારો વિચાર
તિર્થયોગ ધારજી ૧

કવિ—બોળવી સુધારનાર સુમતિ મીલાવનાર, રાજુલ સુબોધનાર
તજી વિશ્વ ખારજી

અમૃત પીલાવનાર, નેમ જાઇ ગીરનાર, લિધ સંજમ ઉદાર,
કેવલ શ્રી કારજી
રાજી મતી યોગ ધાર, લેઇ કેવલ ચીકાર, સુગતી મીલનદાર
પતિ પ્હેલ ધારજી
નેમયુગ શિવજાય, હક્ક્અચલ સુહાય "ચંદ્ર" હિયડે સદાય
મોક્ષ મલનારજી યદુપતી

૨૫

## શ્રી પાર્શ્વનાથજીન સ્તવન

જાવો જાવો નેમ પીયા તોરી ગત જાનીરે એ રાગ.

પાસજીન પ્યારા તારી, કરુરાઇ ન્યારીરે
દીનતા વીચારી મારી, દીયો પ્રભુ તારીરે પાસજીન ટેક ૧
જોગીડો કમઠ ભારી, વણારશી નગરી સારી.
લાગી ધ્યાન ધુની કારી, ગૂલે મતી વારીરે—પાસજીન ૨
ધુમ્ર ગોટ નીકળે ત્યાંરી, નાગ યૂગ કાષ્ટ ઠારી
કમઠ મુરખ સીરદારી. ગૂલે ગની ધારીરે—પાસજીન ૨
અદભૂત જોગી ધારા, દેખી શેઠ સાહુકારા
પાસજીન આવે પ્યારા, કંપે કાય સારીરે—પાસજીન ૨
ચણ દેશ મારી બાળા, નાગ નાગીની નીકાલા
જુવે લોક અચરીજ માલા, પાર્શ્વ પરવારીરે—પાસજીન ૪
કાળે બન્યો મેધ માલી ઇર્ષા પુર્વની સંભાળી
ક્રોધે વહી કાયે લાલી વરસે મુસળ ધારીરે—પાસજીન ૫
ધરણેંદ્ર આવી વાગે છત્ર સીર ઉપર છાયે
પદ્માવતી નમતી પાયે થેઇ થેઇ કરીરે—પાસજીન ૬
સુરા સુર કિન્નર તારી, સેવે તોરી જે નરનારી
દેજો મને મુક્તિ પ્યારી. "ચંદ્ર" વચધારીરે—પાસજીન ૭

૨૬

## શ્રીમહાંવીર સ્વામીજીન સ્તવન.

(નવીન-રાગ.)

વા.-અલખ મઝા શીઆ , બની. ૨-
શોભત લખ શીર મહાવીર મણી.-વા અલખ એ ટેક.
અલખ નીરંજન, ભવ દુઃખ ભંજન
જન મન રંજન તુંજ ધણી
કુકરમ મંજન, અરીદલ વંજન
મુગતી પંદાજન-હિરકણી-વીર ચુડામણી=વા-અલખ ૧
પ્રગટ પ્રભાકર, અલખ સુધાકર
ધીર રતનાકર સર્વ ગુણી,
ધરમ દીપાકર, મરમ વિણુધર;
ભવી દાલ ઠાકર-વાચમણી-વીર ચુડામણી-વા-અલખ ૨
તરૂવર કલ્પજ, જીનમત સુધ્વજ,
ન પ્રીત ન દ્વેષજ શાંતિ ધણી;
વીષય કષાયજ, તાસ ન રતી રજ
ત્રણ જગ તત્વજ સારણી-વીર ચુડામણી-વા અલખ. ૨
મીલીત સુરા સુર, નર તિરિ કિન્નર
ચહત મુગતીવર ધાય ધણી.
સુત ન ચહે જર, ચહત હિ તુજવર
મુગતિ દ્રિઓ પિતુ "ચંદ્ર" ભણી-વીરચુડામણી-વા અલખ ૪

૨૭

## શ્રી વર્ધમાનજીન દ્વીતીય સ્તવન.

(રાગ-નવીન.)

અંતરમાં અંતરમાં ગીરૂવા અંતરમાં અંતરમાં.
તું ડરમાં તું ડરમાં મનવા, તું ડરમાં તું ડરમાં
ચારગતી માં ભમતો દમતો, ક્રૂર વીધિ તુજ માથે ભમતો
ધ્યાન લગા જીનવરમાં-મનવા-ગીરૂવા, ૧
નરભાવ ભવ જલ કાંઠે આયો,ઉચ્ચગતી તું પુણ્યે પાયો
ચાર કષાયે મર માં, મનવા-ગીરૂવા, ૨
શીવ રૂપ શંકર દીઠો આજે. જૈન ધરમ મુગતિ પૂર પાજે
ચઢીયો ચિંતા કરમાં,મનવા-ગીરૂવા. ૩
નંદન ત્રીશલા શીધારથના, કંથ યશોદાપથમાં ચલના
શીર મહાવીર કરમાં,મનવા-ગીરૂવા, ૪
જ્ઞાનઅનંત સુજયોત દીમાની, કેવલ શીવલીધ કર્મ ખપાવી
હર્ષ "ચંદ્ર" અંતરમાં મનવા-ગીરૂવા, ૫

**સમાપ્ત.**

# બહાર પડશે.

## મુનિ શ્રી મોહનલાલજી સ્મારક ગ્રંથાવલી

## નંબર ૨ જો

## શ્રી સંગીત "મોહન" સુધાકર ભાગ ૨ જો

આ પુસ્તકમાં અસલના રાગના, ભાવાર્થથી ભરપૂર સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતી, વિનતીઓ, આત્મ બોધી પદો, ગુંહલીઓ સઝાયો વિગેરેનો સમાવેશ કરવામાં આવશે તેની ઉપજના પૈસા ઉકત મુનીશ્રી ના સ્મરણાર્થે ગ્રંથો છપાવવાના કાર્યમાંજ વપરાશે માટે પત્યેક જૈન બંધુઓએ નામ અગાઉથી નોંધાવી લેવા ત્વરા કરવી, અગાઉથી ગ્રાહક થનારના નામો આશ્રય પત્રમાં છપાવવામાં આવશે. કીંમત અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૦| પાછળથી રૂ. ૦|= પોષ્ટેજ જુદું. પત્ર વ્યવહાર નીચેને સીરનામે કરવો.

**વીરપુત્ર શાકેરચંદ્ર મગનભાઈ (કર્તા)**

ઠેકાણું—છાપરીઆ શેરી—સુરત.